# ઇન્દુમુખી—

## સ્વર્ગની ચાવી.

### સ્વાર્થત્યાગ.

લખનાર—વસન્ત.

વસન્તમંદિર,—સુરત.

જ્યેષ્ટ—જુન માસ.

સંવત્ ૧૯૬૬—ઇ. સ. ૧૯૧૦.
માં
પ્રસિદ્ધ કર્યું.

શ્રી મહેશ મુદ્રાલય-સુરત.

# સૂચના.

હિંદુઓનો સનાતન ધર્મ એ એક અમૂલ્ય અને અનુપમ વસ્તુ છે. એ કોઇ એકજ ધર્મ, સંપ્રદાય અથવા મત નથી. દિશાકાળના પરિમાણમાં બંધાઇ રહેનારો એ કાંઇ એક પ્રદેશ અથવા વાડો નથી. વ-સ્તુતઃસનાતન ધર્મ એ કુદરતના કાયદા અનુસાર માનવ જાતિના પરમ કલ્યાણનો સરલ અને સીધો માર્ગ છે. સનાતન ધર્મ અનાદિ, અનંત, અપરિચ્છિન્ન, અભેદ્ય અને અભેદ-ભાવનાની ઉદાર દિવાલો ઉપર ઉભેલો સ્વર્ગ-સેતુ છે. તે કોઇનો વિરોધી નથી. પણ સઘળા ધર્મ, મત અને સત્ સિદ્ધાંતોને પુષ્ટિ આપ-નારો એક પરમ બંધુ છે. વ્યવહારની વ્યકિત-દૃષ્ટિથી કે પરમાર્થની સમષ્ટિ-દૃષ્ટિથી, પરિચ્છિન્ન માનવ જા-તિની દૃષ્ટિથી, ગમે તે રીતે, ગમે તે દૃષ્ટિબિંદુ ઉ-પર નજર ફેરાવીને સનાતન ધર્મના મહાન્ સિદ્ધાં-તોનું યથાર્થ અવલોકન કરવામાં આવે, તો સહજ જ-ણાઇ આવે છે કે, ત્હેના પ્રત્યેક અણુ-પરમાણુમાં લોકહિતના સર્વત્ર સારગ્રાહી અને સર્વગ્રાહી સામાન્ય તત્વોજ ભરેલાં છે. સાત્વિકતા, ઐક્યતા અને શાંતિની છાયામાં એ સિધ્ધાં-તોના મર્મ ગુંથેલા છે. વિરોધ,

વિક્ષેપ કે વિદ્વેશનો ત્યાં ગંધ પણ નથી. પરંતુ દેશના દુર્ભાગ્યે આજે સત્ય વસ્તુના ઉપર અજ્ઞાન અને દુ-રાગ્રહના જાળાં બાઝી ગયાં છે. અનેક પ્રકારના સ્વાર્થ, અભાવ અને રાગ–મોહના આવરણો તેના ઉપર પ-થરાઇ ગયાં છે. તેથી ઠીબડી નીચે ઢંકાયેલા હીરાના પ્રકાશની પેઠે આજ કાલ એ સત્સિદ્ધાંતોનો પ્રકાશ કલિકાલની ઠીબડી નીચે ઢંકાઇ રહ્યો છે. અને પ્રકા-શને અભાવે ફેલાયેલાં અંધારામાં વેર, ઝેર, રાગ–દ્વેષ, પક્ષપાત, મત–મતાંતર અને કુસંપ–કજીયાના અનેક નિ-શાચરો આજે આમ તેમ ઘુંમતા ફરે છે. એ નિશાચરોના ઝપટમાં ઝપટાઇને અમે બિચારા દીન હિંદવાસીઓ આજે અંદર અંદર અથડાતા અંધારે કૂટાઇયે છીયે. અને કુટીલ સંસારપથના ખડબચડા માર્ગમાં આમતેમ અફળાતા વિકટ ટેકરા ટેકરીઓમાં ગોથાં ખાતા ઠેક ઠેકાણે ખાડા–ખાબોચીઆંઓમાં ફસાઇ પડીએ છીએ. મત–મતાંત્તરના ઝગડાઓ અને કુસંપ–કજીયાના રાહુ–કેતુ આપણા સનાતન સૂર્યના પ્રકાશને ઢાંકી દે છે. એ પ્રકાશ હિંદની સર જમીનને હસાવતો પાછો ક્યારે ખીલી નીકળશે? અજ્ઞાનનાં વાદળાંઓમાં ઢંકાયેલો ધર્મ માર્તંડ હિંદના ગગનમાં પાછો ક્યારે ઉગશે?

એ પ્રશ્નોનો માત્ર એકજ ઉત્તર છે. તે એજ કે, જ્યારે ધાર્મિક રાષ્ટ્રીયતાના ઉગ્ર દંડ–પ્રહારથી હિંદનું અજ્ઞાન ભાંડ ફુટશે અને વહેમ તેમજ મત–મતાંત્તરોનાં જાળાં તૂટશે ત્યારેજ માત્ર એ પ્રકાશની ફરીથી ઝાંખી થવાની આશા રહે છે. ત્યારેજ માત્ર ઉપાનાં મધુરાં તેજથી પુણ્ય ભાવનાની દિવ્યતા આંજતો સનાતન ધર્મ હિંદવાસીઓની આંખડી ઠારશે.

સદ્ભાગ્ય પ્રતાપે પુણ્યનો ઉદય થાય અને એવો દિવસ પાછો આવી મળે, ત્યાં સૂધી આપણે પણ કંઇ હાથ જોડીને બેસી રહેવાનું નથી. પરંતુ યથાસાધ્ય યત્ન કરી એ પ્રકાશને વધાવી લેવા–સામે પગલે આગળ વધવાની જરૂર છે. ત્યાં સૂધી આ સર્વવ્યાપી અંધારામાં પોતાનો તેમજ પોતાના દેશભાઇઓનો માર્ગ શોધી લેવા માટે પરમાત્માએ આપણા હ્રદયમાં જેટલું દિવેલ પૂર્યું હોય, તેનો દીપક પ્રકટાવી, આવી પડેલા પ્રસંગ અને કર્ત્તવ્યની દિશાથી સ્હમજાતાં ધર્મ--કર્મ સાધી લેવાની આપણી દરેકની મુખ્ય ફરજ છે.

મત–મતાંતરના ઝગડા અને વિરોધની બહારના તેમજ સઘળા દેશબંધુઓને સરખી રીતે ઉપયોગનાં સર્વગ્રાહી તત્ત્વોની જે ક્ષુદ્ર દીપમાલા પ્રકટાવવાનો અમે આશય રાખ્યો છે, તેનો આ દિ-

તીય દીપક છે. માડીજાયા હિંદવાસીઓની સેવા માટે અહીં ત્હેને સાદર હાજર કરેલો છે. જો ત્હેનો એક અંશમાત્ર પ્રકાશ પણ દેશબંધુઓની સેવામાં સાર્થક નીવડશે તો લખનારનો શ્રમ સર્વથા સફળ થયો સ્હમજાશે.

આ ન્હાની દીપમાલાનો દ્વિતીય દીપક શ્રી " મહેશ મુદ્રણ મંદિર " ના માલેક અને સુપ્રસિદ્ધ 'શક્તિ' પત્રના તંત્રી તેમજ લેખકના પરમસ્નેહી શ્રીયુત ડૉ. મનંતરાયજીએ પોતાના પ્રસિધ્ધ પત્રમાં પ્રકટ કરી તેમજ પુસ્તકના આકારમાં છાપી આપીને લેખકને ઘણો આભારી કીધો છે.

આ લેખમાલા પ્રસિધ્ધ કરવાનો કોઈ પણ પ્રકારનો સ્વાર્થી હેતુ નથી. તેથી પડતર કિંમતે એટલે માત્ર રૂા. ૦)ાાની નજીવી કિંમતમાં દરેક અંક અપાય છે. ગરીબ અને વિદ્યાર્થી વર્ગને મફત આપવામાં આવે છે. તેમજ ધાર્મિક, ઉદાર અથવા દેશહિતચિંતક ગ્રહસ્થો જેઓ લોકોમાં મફત વ્હેંચવા માટે સામટી ખરીદ કરશે. તેમને પડતર કિંમતે જેટલી નકલો જોઈતી હશે તેટલી છપાવી આપવામાં આવશે. તેને માટે પ્રકાશકને લખવાથી અથવા પૂછવાથી સઘળો ખુલાસો મળી શકશે.

વસંત પંચમી, સંવત્ ૧૯૬૫. } **ભારતભક્ત વસંત.**
બાલાજી રોડ, સુરત.

# સ્વર્ગની ચાવી.

---

## " त्यागेनैकेनामृत-त्वमानशु : ॥"

## સ્વાર્થત્યાગ એજ સ્વર્ગની ચાવી છે.

ઇતિહાસશોધકો, ભાષાશાસ્ત્રીઓ અને સઘળા દેશના જાણીતા વિદ્વાનોએ આજના વિદ્યાકળાથી ખીલેલા જમાનામાં મહાન પરિશ્રમ વડે સાબીત કરી આપ્યું છે કે દુનિયાંના આજે જેટલા મ્હોટા ધર્મો છે તેમાં હિંદુ ધર્મ સર્વથી પુરાણો અને ઘણી બાબતોમાં બીજા ધર્મો કરતાં સરસાઇ ભોગવનારો છે. આ અભિપ્રાયના અનેક પુરાવા આપણી ગુજરાતી ભાષામાં પણ અનેક વિદ્વાનોની કલમથી પ્રકાશ પામીને આપણી આંખ સ્હામે મોજુદ છે: એટલે આજના હિંદુ ધર્મને લગતા એક ન્હાના વિષય માટે એટલુંજ જણાવવાની જરૂર છે કે હિંદુઓનો સનાતન ધર્મ ઘણો પુરાણો અને અનેક ખુબીઓથી ભરેલો છે. તેમજ વિદ્વાન માણસોને પણ તેમાંથી ઘણું જા-

ણુવાનું અને શીખવાનું મળી આવે છે, એવું સઘળા દેશના જાણીતા વિદ્વાનો એકે અવાજે કબુલ કરે છે-

હિંદુનાં પુરાણો, તેમના પ્રાચિન ઇતિહાસો, પુરાણ કથાઓ, ગાથાઓ, માઇથૉલૉજી, અને દંતકથાઓ પણ દેખીતી રીતે રસીલા અને જીવ વગરના કહાણી કિસ્સા જેવી લાગે છે. વખતે ઉપર ઉપરથી વાંચનારને અરેબિયન નાઇટ્સના તિલેસ્માતિક ભેદભરમો અથવા કલ્પિત બનાવો જેવી જણાય છે, પણ તેનું રહસ્ય તપાસવાથી ઘણું શીખવાનું અને ગ્રહણ કરવાનું મળી આવે છે. એ રહસ્ય ઘણીવાર એવું ઉમદા હોય છે કે તેમાં ઉંડા ઉતરીને પૂરેપૂરૂં સમજવાની મહેનત લેવાથી હૃદયને અપાર આનંદ ઉપજે છે, મન પ્રસન્ન થાય છે, અને આત્મા પણ ઘડીભર જ્ઞાનના અગાધ સાગરમાં ડૂબી જાય છે. પણ તે આનંદ ઉંડા ઉતરીને તીક્ષ્ણ બુદ્ધિ વડે વિચાર કરી તત્વ જાણવાનો પ્રયાસ કર્યા વગર મળતો નથી. હિંદુ ધર્મ એ રત્નાકર સાગર જેવો અગાધ અને અનેક રત્નોથી ભરેલો છે. દરિયામાં જેમ ઉપરની સપાટીમાં જાળ નાખનારને ફકત માછલાં, છીપ, કોડીઓ, છાલાં કે જીવડાં જેવી નજીવીજ વસ્તુઓ

હાથ લાગે છે; પણ ઉંડા તળીઆમાં ખજાનો ખોળવા માટે ડૂબકી મારી ઉંડા ઉતરનારને ઘણી વખત કિંમતી મોતી અને અમૂલ્ય રત્નો મળી આવે છે, તેજ પ્રમાણે હિંદુ શાસ્ત્રો, પુરાણિક વાર્તાઓ અને તેને લગતી દંત કથાઓના મહાસાગરની ઉપલી સપાટીમાંજ જાળ નાખનારને માત્ર સાદી વાર્તાઓ, રસીલાં વર્ણન, સામાન્ય ઉપદેશ અને જીજ્ઞાસાને તૃપ્ત કરનારા કિસ્સા કહાણીઓનો સાદો રસ મળે છે; પણ બુદ્ધિને ઉંડી ઉતારી છેક તળીઆના તત્વ તપાસનારને તેમાંથી હરેક પ્રકારનાં જ્ઞાનનાં મોઘાં મોતી તેમજ ઉંચી ફિલૉસોફીનાં કિંમતી રત્નો હાથ લાગે છે.

આ નીચેની એક સામાન્ય દંતકથામાં જે ઉંડુ તત્વ સમાયેલું છે તેને હિંદુ શાસ્ત્રના સિદ્ધાંતો સાથે મેળવીને એક ન્હાના આભૂષણ રૂપે સુજ્ઞ વાચક વર્ગને આજે એક નજીવી ભેટ તરીકે અર્પણ કરીએ છીએ. તે સ્વીકારીને તેમાંથી સાર ગ્રહણ કરી તેનો પોતાની જીંદગીમાં તેઓ કંઇક ઉપયોગ કરતાં શીખશે તો લખનારનો શ્રમ સફળ થશે.

## ઇંદ્રમુખી અને પતંગિયું.

(એક જૂની દંતકથા.)

એક દિવસ વૈશાખ માસની સુંદર સવારે કોયલ, પપૈયા, મોર, મેના, પાપટ અને ચંડાળ પક્ષિ-

ઓ કિલકિલાટ કરી પોતાના કોમળ સ્વરથી દશે દિશા-માં મધુરતા વરસાવી રહ્યાં હતાં. સાધુ અને ભિખા-રીઓ સાકર માખણના પ્રસાદ માટે આનંદથી ઉચ્ચ સ્વરે પ્રભાતિયાં ગાતા શ્રી કૃષ્ણને ગાયો ચારવા મોક-લવા માટે માતા યશોદાને વિનવતા હતા. અને મધુર ખંજરી વગાડી જગતને સવારની મીઠી ઉંઘમાંથી જગાડતા હતા, ને વાયુની ધીમી લહરિયો તેમને મદદ કરતી વાતી હતી.

જંગલમાં સુગંધી ફૂલો પોતાનાં ન્હાના મુખડાં ઉઘાડીને ઇશ્વરનો મહિમા પ્રકાશતાં હતાં. ઉગતા સૂર-જનાં આછાં સોનેરી કિરણો લીલી ધરતી ઉપર સોના-ની ગાર લીંપતાં હતાં. એ વખતે ગંગા યમુનાનાં પ-વિત્ર પાણી ઉછળી ઉછળીને વેદ વાણીથી ભગવાનનાં ગીત ગાતાં હતાં.

માછી લોકો પણ એ વખતે નદીના અનુકુળ પ્રવાહમાં પોતાના મછવા ઝૂલાવતા રાધાની વિરહ વેદનાને ભજનની ધૂનમાં ગાતાં પરમાત્માનો મહિમા વિસ્તારતા હતા.

વન–વાટિકાઓમાં ઝાકળના જળથી ભીંજાયેલા કુસુમ દળ ઉપર બેસીને પરાગ લૂટતા ભમરાઓ અર્ધ

વગરનો ગુંજારવ કરી રહ્યા હતા. નાજુક કળીઓ હસી હસીને ખીલતી હતી. ધીમો વાયુ તેમને નચાવતો હતો. એ વખતે ખીલતી કળીના જેવી સુકુમાર બાલિકા ઈંદુમુખી દેવ સેવા માટે પોતાના બગીચામાં ફુલ વીણવા આવી હતી.

સદાચાર અને પુણ્યનાં ફુલ વીણવા માટે સરજાયેલી માણસની વૃત્તિ ઘણી વખત પોતાનું મુખ્ય કામ ભૂલીને તુચ્છ વિચારો અને વિષયનાં પતંગિયાં પકડવા લાગી જાય છે. કિંમતી હીરા શોધવા નીકળેલો ખોટા કાચના કટકાથી મન રીઝાવી બાળકોની પેઠે ખેલવા બેસી જાય છે, તે પ્રમાણે એક ન્હાના સુંદર પતંગિયાને જોઇને ઈંદુમુખી દેવસેવા માટે ફુલ વીણવાનું પોતાનું પવિત્ર કામ ભૂલી ગઇ. અને મોહવૃત્તિથી એ રંગબેરંગી પાંખોવાળા નાજુક પતંગિયાને પકડવા માટે દોડાદોડ કરવા લાગી. રંગબેરંગી પાંખોવાળું ન્હાનું પતંગિયું એક ઉપરથી બીજા ફુલ પર બેસતું હતું, અને આનંદથી પોતાની રંગીન પાંખો ફફડાવતું બગીચામાં ચારેમેર સ્વચ્છંદે વિહાર કરતું હતું. આખરે એક ન્હાના બેલફુલ ઉપર બેસીને તે મારું મધ ચૂસવા લાગ્યું. અટકચાળી ઈંદુ-

મુખી પોતાને પકડવા આવે છે તે એ બિચારૂં શી રીતે જાણે ? શું તેને કંઇ જ્ઞાન હતું કે દુનિયાના સ્વાર્થી જીવો બીજાની ઉંચી સંપત્તિથી લોભાઇને નિર્દોષના ઉપર જૂલમ ગુજારવામાં પણ પરમાત્માથી ડરતા નથી ?

ઇંદુમુખી અતિ સાવધાનીથી ધીમાં પગલાં ભરતી આસ્તે આસ્તે પોતાના અંગુઠાપર ચાલતી નાજુક પતંગિયાની પાછળ આવી ઉભી અને ટપ લઇને ચંપાની કળિ જેવી પોતાની સુકોમળ નાજુક આંગળીથી એ બિચારા નિર્દોષ પતંગિયાને પકડી લીધું. કોમળ આંગળીઓ વચ્ચે કેદ પકડાયેલું પતંગિયું તરતજ રડી ઉઠયું. નિર્દોષને રડતાં જોઇ ત્હેમના ઉપર જુલમ ગુજારનાર આનંદથી હસે છે. ઇંદુમુખી પણ જાણે મોટો ખજાનો મેળવ્યો હોય તેમ પતંગિયાને પકડીને આનંદથી હસવા લાગી. ક્ષણવાર પછી પેલું પતંગિયું દુઃખથી બૂમ મારીને બોલી ઉઠયું:--ઉંહઃ ઉંહઃ મ્હને છોડી દો, જવા દો, દયા કરીને મને મૂકી દો. મ્હારૂં શરીર દબાય છે, મને બહુ દુઃખ થાય છે. "

પતંગિયું શું માણસની પેઠે વાત કરતું હશે? દૈવ જાણે. આગલા જમાનામાં એમ બનતું હોય

તો પણ આપણાથી કેમ ના કહી શકાય? ઇંદુમુખી પતંગિયાના શબ્દો સાંભળીને ચમકી ઉઠી. પરંતુ તેથી કંઇ તેણે એ નાજુક પ્રાણીને છોડી દીધું નહિ. બીજાને દાબી રાખનારાં મ્હોટાં પ્રાણીઓ પોતાની મોટાઇથી હંમેશાં એમજ માની બેસે છે કે નાનાં જંતુઓ બોલી શકતાં નથી. ઇશ્વરે તેમને બોલવાનો અવાજજ આપ્યો નથી. બોલવાનો, અવાજ ઉઠાવવાનો તેમને કશો અધિકારજ નથી. છતાં પણ જ્યારે દુ:ખથી દબાતાં જંતુઓ એકાએક જાગીને વાણી મેળવી દુ:ખથી બોલી ઉઠે છે, ત્યારે મોટા બળવાન પ્રાણીઓ વિસ્મય પામે છે; પણ એ વિસ્મયતાથી તેઓ પોતાની શકિતના પ્રતાપે દબાયેલા જંતુને એકાએક છોડી દેતા નથી. એ પ્રમાણે ઇંદુમુખીએ પણ પેલા પતંગિયાંને કંઇ છોડી દીધું નહિ. પણ ઉલટી વધારે સાવચેતીથી વધારે દાબ આપીને પોતાની આંગળી વચ્ચે તેને યત્નપૂર્વક પકડી રાખતી બોલી:–
"અરે તું કોણ છે?"

"હું પતંગિયું છું." પેલા જીવડાંએ ધીમે સ્વરે ઉત્તર આપ્યો.

"પણ પતંગિયું કંઇ માણસની પેઠે વાત કરી શકે નહિ." ઇંદુમુખીએ આશ્ચર્યપૂર્વક કહ્યું:—"છતાં પણ તને વાચા મળેલી છે તેમાં કંઇક ભેદ હોવો જોઇએ."

"હા બાઇ, તમારૂં અનુમાન ખરૂં છે." પતં-ગિયાએ ઉત્તર આપ્યો:—"હું હમણાંજ પતંગિયું થયું છું."

ઇંદુ:—"ત્યારે આગળ તું શું હતું?"

પતંગ:—"સ્વર્ગની એક અપ્સરા હતી."

"તું શું ઇંદ્રલોકની અપ્સરા—પરી હતી?" ઇંદુમુખીએ પૂછ્યું:—"ત્યારે તારી આવી દશા શાથી થઇ?"

પતંગિયું ખુલાસો કરતું બોલ્યું:—"બાઇ! મેં એક મ્હોટું પાપ કર્યું હતું. બીજાનું બુરૂં કરીને તુચ્છ સ્વાર્થબુદ્ધિથી મેં મારૂં ભલું ચાહ્યું હતું, પણ કુદરતના નિયમ પ્રમાણે બીજાનું બુરૂં કરનાર આ-ખરે પોતાનુંજ બુરૂં કરે છે. પારકા ખાડો ખોદનાર છેવટે પોતેજ તેમાં પડે છે. એ સ્વાર્થ—પાપના ભોગે શાપ પામીને હું આ દશામાં આવી પડી છું. પરીના ઉત્તમ અવતારમાંથી એક ક્ષુદ્ર પતંગિયું થઇને જન્મી

છું. બ્હેન! બીજાને દુઃખ દઇ પોતાને સુખી કરવાની બુરી ઇચ્છા કદી રાખતી નહિ. નહિ તો મ્હારી પેઠે મોટાઇ ગુમાવી ત્હારે પણ આવી અધમ દશા ભોગવવી પડશે."

ઇંદુમુખી:—"ત્યારે આ દશામાંથી તું ક્યારે મુક્ત થશે?"

"પાપ કર્મના ફળ ભોગથી." પતંગિયે ખુલાસો કર્યો:—"દુખો ભોગવવાથી ખરાબ કર્મફળ ઘસાઇ જાય છે અને કર્મફળ પૂરૂં થયે પાછી બંધનમાંથી મુક્તિ મળે છે. આજે તારા દાબથી મારૂં દુઃખ વધ્યું છે. દુઃખથી પાપની અવધિ પૂરી થઇ છે અને કર્મભોગ પૂર્ણ થવાથી આજે દૈવ કૃપાએ આ મારી જન્મલીલાનો અંત આવ્યો છે, માટે હવે મને કૃપા કરી છોડી દો. હું સત્વર સ્વર્ગ તરફ ચાલી જાઉં, અને આપ્ત જનોનાં દર્શનથી મ્હારૂં મન પ્રસન્ન કરૂં. સ્વર્ગનાં સુખ જોવા મારૂં અંતઃકરણ બહુ આતુર બની રહ્યું છે."

"એમ કે"? ઇંદુ બોલી:— "વારૂ આતુરતાને થોડીવાર દાબી રાખી હું પૂછું તેનો ખુલાસો કરો. પતંગિયા! મેં પણ દાદી માને મ્હોડેથી સ્વર્ગ-

ની ઘણીએ વાતો સાંભળી છે. સાંભળ્યું છે કે તમારૂં સ્વર્ગ તો બહુજ મજાનું છે. રાજાના રાજમહેલ કરતાં પણ ચ્હડીયાતું ! આહા! દાદીમા ત્યાં જવાને માટે કેટલી બધી મહેનત કરે છે! દેવ–દર્શન, વૃત્ત ઉપવાસ, દાન-ધ્યાન, યજ્ઞ-યાગ, તીર્થ-યાત્રા, અને કંઇ કંઇ ખટપટ કરી રહ્યાં છે. તેઓ સ્વર્ગ મેળવવાને કેવાં આતુર થઇ રહ્યાં છે! એ બધું જોઇને મારી પણ સ્વર્ગ જોવાની બહુએ ઇચ્છા થાય છે. અત્યારે તારે મ્હોડેથી સ્વર્ગની વાતો સાંભળીને મારી આતુરતા વધી પડી છે. માટે તારી સાથે મને પણ જો તું સ્વર્ગમાં લઇ જાય તો આ ઘડીયેજ હું તને છોડી દઉં. નહિ તો કોઇ કાળે પણ છોડવાની નથી એ યાદ રાખજે. વાહ! આ વખતે તું કેવી દાવમાં આવી છે? મ્હને સ્વર્ગ નહિ બતાવે તો મરી જાય તો પણ તને હું નહિ છોડું"

"ઇંદુ!" પતંગિયું આતુરતાથી બોલ્યું:–"તું કેવી રીતે સ્વર્ગમાં આવી શકે? ત્હારી પાસે કંઇ સ્વર્ગની ચાવી છે?"

"કેમ?" ઇંદુએ પણ આતુરતાથી પૂછ્યું:—"સ્વર્ગની તે વળી ચાવી–બાવી કેવી? ચાવીનું ત્યાં શું કામ છે?"

"બ્હેન ચાવી વગર તો કંઇ ચીજ મળતી નથી. દુનિયામાં બધાં કામની ચાવી હોય છે." પતંગિયું ખુલાસો કરતાં બોલ્યું:—"સ્વર્ગમાં જવા માટે દરેકને ચાવી મળેલી હોય છે. પોતપોતાની ચાવી વડે સ્વર્ગનો દરવાજો ખોલી તેમાં પ્રવેશ કરી શકાય છે. માટે તું ચાવી વગર સ્વર્ગમાં કેવી રીતે દાખલ થઇ શકશે?

ઇંદુ:—"ત્યારે એ ચાવી ક્યાંથી મળશે?

પતંગ:—"એ તો વેચાતી લેવી જોઇએ, સ્વર્ગની ચાવી ખરીદવાને પૈસા જોઇએ પૈસા!"

ઇંદુ:—"મ્હારા બાપુજીની પાસે ઘણાએ પૈસા છે, તે આપીને ખરીદી લઇશું. બોલ! ત્યારે એ ચાવી ક્યાંથી વેચાતી મળશે?

પતંગ:—"બ્હેન! બાપુજીના પૈસાથી કે દાદાજીના પૈસાથી કંઇ સ્વર્ગની ચાવી મળે નહિં. ભાઇ—બાપના પૈસાથી ભાઇ—બાપનેજ ચાવી મળે. સ્વર્ગની ચાવી ખરીદવા માટે તો જાત મહેનતના પૈસા જોઇએ, એ પૈસા મેળવવા માટે જાતે રોજગાર કરવો જોઇએ, મહેનત લેવી જોઇએ. જ્યારે ઘટતા પ્રમાણમાં એવા પૈસા જમા થાય છે ત્યારે એ પૈસા પોતાની મેળે

સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવી પડે છે, અને કિંમત જેટલા પૈસા એકઠા થશે ત્યારે એ ચાવી લઇને જે કોઇ તને આપવા આવે એ પોતે તને સ્વર્ગમાં તેડી જશે."

ઇંદુ:—"ત્યારે શી રીતે વેપાર-રોજગાર કરીને એ પૈસા મેળવી શકાય છે, એ મને જલ્દી કહી દે."

પતંગ:—"બ્હેન "**સ્વાર્થત્યાગ**" કરવાથીજ એ પૈસાની પ્રાપ્તિ થાય છે."

ઇંદુ:—"**સ્વાર્થત્યાગ**" કોને કહે છે?"

આ ઉપરથી પેલી અપ્સરાએ ઇંદુમુખીને વિસ્તારપૂર્વક **સ્વાર્થત્યાગનો** અર્થ સમજાવ્યો:— "બ્હેન! જાતે દુઃખ વેઠીને પારકૂં ભલું કરવું તે **સ્વાર્થત્યાગ.** બીજાના કલ્યાણ માટે પોતાના તન-મન અથવા ધનનો ભોગ આપવો, બીજાને સુખી જોવામાં સુખ માનવું અને કષ્ટ વેઠીને પીડાતા રોગીને આરોગ્ય આપવું, રડતાંને આનંદ આપવો, બંધનમાં પડેલાંને મૂકત કરવાં, પોતાના હૃદયનાં પ્રેમ અને અંતરની ભકિતથી પારકાં આંસુ લ્હોવાં, એ **સ્વાર્થત્યાગ.** બીજાનું કલ્યાણ કરવા જતાં કદાચ જાતે કષ્ટ વેઠવું પડે, તન—મન કે

ધનનો ભોગ આપવો પડે તો કશાપણ સંકોચ વિના હસતે મ્હોડે એ ભોગ આપવામાં પણ આનંદ માનવો એ **સ્વાર્થત્યાગ.** એજ સ્વર્ગની ચાવી અને એજ મોક્ષનો માર્ગ છે. આવા સ્વાર્થત્યાગનાં કામો જેમ જેમ તમે કરતાં જશો, તેમ તેમ તમારો વ્યાપાર નફાકારક થતો જશે અને તમને સ્વર્ગના પૈસા મળતા જશે. સમજી બ્હેન !" અને ત્યાર પછી પોતાની પાસેથી એક સુંદર કટોરી કહાડીને ઇંદૂના હાથમાં આપતાં તેણે જણાવ્યું:—"આ કટોરીને તમારી પાસે સાચવી રાખજો. તમે જેમ જેમ સ્વાર્થત્યાગનાં કામો કરતા જશો, તેમતેમ એ કટોરી પૈસાથી ભરાતી જશે. પરંતુ ખુબ ધ્યાનમાં રાખજો કે કોઇપણ હલકા સ્વાર્થનું કામ કરતાંજ તેમાંથી બધા પૈસા તરત પાછા ઊડી જશે ! જ્યારે એ પ્રમાણે સાચવેલા પૈસાથી આ કટોરી પૂરેપૂરી ભરાઇ જશે, ત્યારે એ કિંમતનાં બદલામાં તમને ચાવી આપવા અને સાથે સ્વર્ગમાં તેડી જવા માટે તરતજ સ્વર્ગનો દૂત અહીં આવી પહોંચશે. ત્હેની સાથે સુખેથી તહમે સ્વર્ગમાં આવજો. બસ, હવે કૃપા કરીને મને છોડી દો. ઘણું મોડું

થાય છે. મ્હારૂં હૃદય ઘેર જવાને ઘણું આતુર બની રહ્યું છે. મૂકી દો: હું જલ્દી સ્વર્ગમાં ચાલી જાઉં !"

ઇન્દુમુખીએ પતંગિયા રૂપી અપ્સરાને તરતજ છોડી દીધી અને તેની આપેલી કટોરી પોતાની સાથે લઇને તે ઘેર આવી.

ઘર સમીપ આવી પહોંચતાંજ તેણે જોયું કે એક ભિખારી બાળક ભૂખના દુ:ખથી પીડાતો દરવાજા પાસે ઉભો ઉભો રડયા કરે છે. બાલિકા ઇન્દુમુખી તરતજ તેને શાંત કરીને ઘરમાં દોડી ગઇ; અને તેને પોતાને માટે માએ રાખેલો નાસ્તો લઇ આવી ને હસ્તે મ્હોંએ પેલા ગરીબ છોકરાના હાથમાં આપી દીધો. જેવું તેણે પોતાનું પડીકું ઉદાર બુદ્ધિથી પેલા ભિખારીને આપી દીધું કે તરતજ ત્હેની કટોરીમાં " ટનનન " કરતો અવાજ થયો. ઇન્દુએ તરતજ કટોરી ઉઘાડીને જોયું, તો તેમાં એક નવો સોનાનો શિક્કો ચકચકાટ કરતો હતો. ઇન્દુને સ્વર્ગનો પ્હેલો શિક્કો મળ્યો. ઇન્દુનો વેપાર નફાકારક થવા લાગ્યો. સોનૈયો જોઇને ઇન્દુમુખીએ કટોરી પાછી બંધ કરી દીધી અને યત્ન પૂર્વક પોતાની પાસે સાચવી રાખી. પછી ઇન્દુ

ઘરમાં ગઇ. થોડી વારે ત્હેનો નાનો ભાઇ કંચન, ઈન્દુની ન્હાની મીણુની ઢીંગલી માટે કજીયા કરીને રડવા લાગ્યો. ઈન્દુએ તરતજ પોતાની પૂતળી ભાઇને આપી દઇને ત્હેને રડતો અટકાવ્યો. કે તરતજ " ટણુણુણુ " કરતો ત્હેની કટોરીમાં એક બીજો શિક્કો આવી પડયો ! આથી ઇન્દુને કેટલો બધો આનંદ અને ઉત્સાહ વધ્યો હશે.તે કોણ જોશે? ત્યાર પછી ઇન્દુ જેમ જેમ સારાં અને પરોપકારનાં કામો કરતી ગઇ, જેમ જેમ પોતાનો **સ્વાર્થત્યાગ** બતાવતી ગઇ, તેમ તેમ ત્હેની, કટોરીમાં ઠનઠન કરતા સ્વર્ગના સોનેરી શિકકા વધતા ચાલ્યા! પરંતુ એવામાં એક દિવસ પ્રારબ્ધ દોષે ઈન્દુએ એક મ્હોટી ભુલ કરી. ઇન્દુના પિત્રાઇ ભાઇ શિવશંકરે રમતમાંને રમતમાં અકસ્માત ત્હેની એક સુંદર અને કિંમતી કાચની પેટી ભાગી નાખી; એથી ગુસ્સે થઇને ક્રોધના આવેશમાં તરતજ તેણે શિવશંકરના ગાલ ઉપર એક સજ્જડ થપ્પડ લગાવી દીધી! જેવો થપ્પડનો ૫ડાકો બોલ્યો કે તરતજ ફડડાટ કરતા કટોરીમાંના બધા સોનૈયા એક સાથે હવામાં ઉડી ગયા! આ જોઇને ઇંદુમુખીને બહુજ દુઃખ ઉત્પન્ન થયું !

પેટીની પેટી ગઇ અને મહા મહેનતે મેળવેલા સ્વ-
ર્ગના સઘળા સોનૈયા પણ ઉડી ગયા ! તે પશ્ચાતાપ
કરતી કહેવા લાગી:–"હાય, હાય! આ મેં શું
કર્યું ? હવેથી કદી પણ આવું અન્યાયનું કામ કરીશ
નહિ. હવે કદી પણ અધમ સ્વાર્થવૃત્તિ બતાવીશ નહિ.
બસ આજથી પ્રતિજ્ઞા લઇ હું તુચ્છ સ્વાર્થનો ત્યાગ
કરૂં છું." ત્યાર પછી એ નિશ્ચયપૂર્વક સાવધાન થ-
ઇને ચાલવા લાગી અને ક્રોધને મારી પોતાના મન
ઉપર અંકુશ રાખી **સ્વાર્થત્યાગ**નો રોજગાર ચ-
લાવવા લાગી. હૃદય ઉપર સંયમનો અભ્યાસ વધારવા,
જ્યાં પ્રસંગ મળે ત્યાં પરોપકાર કરવા લાગી. ત્યાર
પછીની તેની પ્રતિજ્ઞા અખંડ રહી. સ્વાર્થત્યાગનાં કામો
એક પછી એક ઝપાટાબંધ વધવા લાગ્યાં, તેમ તેમ
ત્હેની કટોરી પણ કનક મ્હોરોથી ભરાતી ચાલી. પ-
રિણામે થોડાજ દિવસોમાં ત્હેની સુંદર કટોરી સ્વ-
ર્ગના સોનૈયાથી પૂરેપૂરી ભરાઇ ગઇ; કે થોડાજ વખ-
તમાં એક દિવસ ઈન્દુમુખી પોતાના એકાંતવાળા
બગીચામાં જ્યારે એકલી ફરતી હતી ત્યારે અચાનક
એક દેવદૂત આકાશમાંથી ઉતરી આવ્યો. ત્હેણે આ-
વીને ઈન્દુને નમન કરી, ત્હેના હાથમાં એક નાજુક

ચાવી મૂકી. ઈન્દુ સ્વર્ગની ચાવી મેળવીને બહુ ખુશી થઇ. પછી પેલો દૂત, તરતજ તેને સર્વ વિગત સમજાવી સ્વર્ગમાં લઇ ગયો! **સ્વાર્થ-ત્યાગથી ઈન્દુમતીએ** સ્વર્ગનું ઉત્તમ સુખ મેળવ્યું.

શિશુવયમાં દાદીને ખોળે બેસીને આ વાત સાંભળી હતી. ઘણાં વરસો વીતી ગયાં છે, તોપણ આજ સુધી અમારા હૃદયમાં આ પુરાણી રૂપક-વાર્તા હજી તાજીજ છે! અને કદી પણ ન ભૂસાય એવા અમર અક્ષરોથી અંકિત થઇ રહી છે. વળી ત્યાર પછી જે દિવસે શાસ્ત્રમાં વાંચ્યું હતું કે "**स्वार्थनाशस्तु वैराग्यम् ।**" (વૈરાગ્ય એજ સ્વાર્થ નાશ છે.) અને એ વૈરાગ્ય શિવાય મોક્ષ પ્રાપ્તિ થઇ શકતી નથી, ત્યારે દાદીમાની વાતનો વધારે **મર્મ** સમજાયો હતો. વળી જે દિવસે વાંચ્યું કે '**त्यागेनैकेनामृतत्त्व मानशुः**' (એક માત્ર ત્યાગથીજ અમૃતત્ત્વ--અમરપણું-દેવપણું અથવા મોક્ષ મળી શકે છે.) ત્યારે એ મર્મ એથી પણ અધિક સમજાયો, ત્યાર પછી શ્રુતિના પવિત્ર શબ્દોમાં જ્યારે સદ્‌ગુરૂના શ્રી મુખથી સાંભળ્યું કે "**तेन त्यक्तेन भुंजीथा मागृधःकस्यस्विध्धनम्**" ત્રણે પ્રકારની સ્વાર્થમય ઇચ્છાઓનો ત્યાગ કરીને વર્તજે

અને અન્યાયથી પારકો કોઇપણ પદાર્થ ગ્રહણ કર-
વાની બૂરી દાનત રાખતો નહિ. કદીપણ સ્વાર્થવૃત્તિ
સેવતો નહિ. " ત્યારે તરતજ સ્ખલિતદંત અને પ-
લિતકેશ વૃધ્ધ દાદી માતાજીની હૃદય મંદિરમાં છપાઇ
રહેલી રૂપક-કથા અગ્નિના અક્ષરે જાગી ઉઠી. ત્યાર
પછી આજે સ્વદેશી આન્દોલનના દિવસોમાં **વંદે-
માતરમ્** " ની જય ધ્વનિ દ્વારા તે કથા જાણે વધારે
ઉજવળ બનીને હૃદય-સરોવરમાં ખીલી નીકળતી જણા-
ય છે ! પણ એ **સ્વાર્થત્યાગ** કયો ? તજવું.--વારૂ,
કોને ? શું તજવું ? પોતાને તજી દેવું ? હા. પોતે પો-
તાને ભૂલી જવું. "હું અને મારૂં" એવી મમતાને
તજી દેવી. શાસ્ત્રો **સ્વાર્થ-ત્યાગ** માટે કહે છે કે
'**સ્વ**'--પોતાનો '**અર્થ**'-વિષય. એટલે પોતાના સઘળા
વિષયોનો ત્યાગ તેજ **સ્વાર્થત્યાગ**. જેઓ પોતાને ભૂલી
શકતા નથી, જેઓ બધી પ્રકારનો સ્વાર્થ નાશ કરી
શકતા નથી, તેઓ કદી પોતાનું પણ કલ્યાણ કરી
શકતા નથી. ત્યારે સહજ સમજી શકાય છે કે તેમ-
નાથી સમાજનું કંઇપણ કલ્યાણ થઇ શકે નહિ, દેશનું
કંઇપણ કલ્યાણ થઇ શકે નહિ, તેમજ પૃથ્વીમાં કોઇનું
પણ કલ્યાણ બની શકે નહિ. પોતાનું કલ્યાણ ન થાય
તેમનાથી પરિવાર કે પરનું કલ્યાણ તે કયાંથીજ થાય?

એક ન્હાના સરખા બીજમાં જે પ્રમાણે વડનું વિશાળ વૃક્ષ અંતર ભાવે સમાયેલું છે, તે પ્રમાણે આ ન્હાના જેવા જણાતા **સ્વાર્થ-ત્યાગમાં** પણ માનવ જાતિની સઘળી મનોવાંચ્છિત વસ્તુઓ ભરેલી છે. સ્વર્ગની ચાવી અને ખરેખરો મોક્ષ પણ તેમાંજ છૂપાઇને રહેલાં છે. તમે જો ખરેખરા ત્યાગી નહિ થઇ શકો, તો તમારાં પુત્ર-પુત્રીઓ અને ભાવી પ્રજાનું કદી પણ કલ્યાણ કરી શકશો નહિ, પિતા, માતા અને પતિનું સુખ સાધી શકશો નહિ, અને તમે પોતે પણ કદી સુખી થઇ શકશો નહિ. અર્થાત ખરૂં સુખજ **સ્વાર્થ-ત્યાગ** છે. અને **સ્વાર્થ-ત્યાગજ** સ્વર્ગ અથવા મોક્ષનું મોઘું ધામ છે.

શ્રી રામચંદ્ર, કૃષ્ણ, ઇસુ, મહમદ, બુદ્ધ, ચૈતન્ય, નાનક, કબીર, મહારાણા પ્રતાપ, શિવાજી, પ્રતાપાદિત્ય, મૅઝેની, ગેરિબાલ્ડી, ગુરૂ ગોવિંદજી, વિગરે કેટલા ત્યાગી પુરૂષોના નામ ગણાવીશું ? ગણવા જતાં તેમનો પાર આવી શકે તેમ નથી. સંસારમાં સુખ સૌભાગ્ય, પરલોકમાં સ્વર્ગ અને સદેહે જીવન મુકિતનો સર્વો-તમ રસાસ્વાદ ચાખી ગયેલા આપણા પુજ્ય પ્રાચીન ઋષિ—મુનિયો, યોગિ અને તપસ્વિયો,

બધા આવા પ્રકારના ખરેખરા ત્યાગી હતા. દુન્યામાં મુખ્ય ગણાયેલા મહાપુરૂષો, સાધુપુરૂષો, અને સઘળા જન-હિતૈષી ઉદાર મહાત્માઓ આવીજ રીતની એક સરખી **સ્વાર્થ-ત્યાગની** મહા સાધના કરી ગયા છે. અને તેથીજ જગતમાં મોટા થઇને આજે **અમર** બની રહ્યા છે. તેઓ કેવા **સ્વાર્થ-ત્યાગી** હતા? દધીચિ ઋષિએ દેવતાના કલ્યાણને માટે પોતાના વાંસાનું હાડ કહાડી આપ્યું હતું, **રામચંદ્રજીએ** સુકુમાર બાળવયમાં રાજસુખનો ત્યાગ કરી ઋષિઓના રક્ષણનો ભાર પોતાને ખભે લીધો હતો. **શ્રીકૃષ્ણ** ભગવાને કાળીનાગની ઝેરી કાલિંદીમાં ડુબકી મારી હતી. અને બળતા દાવાનળ વચ્ચે હસ્તાં હસ્તાં પોતાના આશ્રિત ગોવાળોને બચાવ્યા હતા. આવી રીતે જાતે દુઃખ વેઠી સ્વાર્થના પાપી કીડાને તિલાંજલી આપી પર-હિત માટે સર્વસ્વ અર્પણ કરવાથીજ ધારેલો હેતુ પાર પાડી શકાય છે.

સંસારીક સ્વર્ગ હોય, રાજકીય સ્વર્ગ હોય અથવા આધ્યાત્મિક સ્વર્ગ હોય પરંતુ એવા ગમે તે પ્રકારના સ્વર્ગની **સ્વાર્થ-ત્યાગ** એજ એક માત્ર ચાવી છે. એ ચાવી વગર એવા કોઇપણ સ્વર્ગના દરવાજા ઉઘડી શકતા નથી.

પ્રત્યેક યુગમાં, પ્રત્યેક કાળે, આવા ઉંચા **સ્વાર્થ-ત્યાગને** પ્રતાપેજ પુણ્યવતી પૃથ્વી રૂપાંતર પામી છે. સ્વર્ગનું મુખ જોઇ શકી છે, અને દુઃખ તથા દૈત્યના બંધનમાંથી છુટી શકી છે. પ્રત્યેક પ્રસંગે **સ્વાર્થ-ત્યાગના** પ્રભાવથીજ માનવ સમાજે ઉન્નતિનું ઉજવળ મુખ જોયું છે. આવાં સ્થળે સ્થળે મળતાં **આત્મ-ત્યાગના** અનેક દૃષ્ટાન્તો જગજાહેર હોવાથી પ્રાચીનકાળનાં દૃષ્ટાન્તો આજે પાછાં અંકિત કરી બતાવીને આ વિષયને લંબાવવાનું અથવા સપ્રમાણ સિધ્ધ કરવાનું કંઇ પણ પ્રયોજન નથી. માત્ર વર્ત્તમાન ઇંગ્લંડના પ્રતિજ એકવાર દૃષ્ટિ કરી જૂઓ. પાર્લામેન્ટના સભાસદ તરીકે ચુંટાવાને અને દેશની ચર્ચામાં સ્ત્રી જાતિને પણ મત આપવાનો હક્ક મળે, એટલા માટે ત્યાંના ઉંચાં અને રાજદ્વારી કુટુંબોની વિદુષી મહિલાઓ નિડરતાથી પુરૂષો સ્હામે લડત ચલાવે છે, અને હસ્તે મ્હોંડે હજારો જાતના કલેશ સહન કરી, **સ્વાર્થ-ત્યાગ** બતાવે છે. એથી પણ આગળ વધીને પોતાની જાતિના ઉધ્ધાર માટે મ્હોટી અમીર પત્નિઓ સુધ્ધાં ઉત્સાહ સહિત કેદખાનાનાં વિકટ દુઃખો પણ ભોગવે છે. એ વખતે એક મ્હોટા કુળની કુલીન

સુંદરીએ નિર્ભયતાથી ખુલ્લે ખુલ્લું જણાવી દીધું હતું કે:—"નારી જાતિના એ હક્કો મેળવવા માટેની લડતમાં અમને કદાચ ઉપરાઉપરી અનેકવાર કેદખાનાંમાં પૂરવામાં આવશે, એટલુંજ નહિ પણ કદાચ અમારે મૃત્યુના મુખમાં પડવાનો વખત આવશે તો પણ અમે અમારી લડતમાંથી કદી પાછાં હઠનાર નથી." ખરૂં છે કે ઈંગ્લંડના વર્તમાન અધિકારી પુરૂષો સ્ત્રી જાતિના આ પ્રયત્નોને મચક આપતા નથી, તેમના હક્કોની વાજબી માગણીમાં સહાનુભૂતિ બતાવતા નથી, અને તેમના ઉપર ઉલટો એવી લડત માટે જુલમ ગુજારે છે. પરંતુ એ મહિલાઓ જો આ પ્રમાણેજ **સ્વાર્થ—ત્યાગ** અને સહનશીલતાથી પોતાના નિશ્ચયને વળગી રહેશે, તો અવસ્ય કોઇ નહિ ને કોઇ દિવસે તેમને સફળતા મળ્યા બગર રહેશે નહિ. કઠિન સાધનાથી ન બની શકે એવું આ દુનિયાંમાં કશું પણ નથી. આર્યશાસ્ત્રો તો આગળ વધીને એટલે સૂધી જણાવે છે કે ચૌદ બ્રહ્માંડના અધિપતિ ઇશ્વરને વશ કરવો હોય, બ્રહ્મનિષ્ટા પામી સ્વયં ઇશ્વર બનવું હોય, તો તે પણ સંકલ્પ અને સાધના બળે **આત્મ—ત્યાગ** વડે **સહજ** બની શકે છે, અર્થાત્

એ ગુણ વડે જે ધારે તે બની શકે તેમ છે. ત્યારે આત્મત્યાગના અખંડ ઉદ્યોગને પ્રભાવે ઇંગ્લંડમાં અવશ્ય એક દિવસ એવો આવશે કે જ્યારે ત્યાંનો પુરૂષ **સમાજ સર્વ** પ્રકારે એ નારી **મંડળ** તરફ સહાનુભૂતિ બતાવશે, ત્હેમના **આત્મ-ત્યાગની** પૂજા કરશે અને સ્ત્રીઓને ત્હેમના ઇચ્છિત અધિકારો વગર સંકોચે **આપશે**. વર્તમાન **સમયમાં** ટ્રાન્સવાલ અને નાતાલમાં વસતા હિંદવાસીઓ ઉપર ત્યાંની આપખુદ ગોરી પ્રજા અસહ્ય ત્રાસ વર્તાવીને ખુલ્લો અન્યાય ચલાવી રહી છે. ત્હેમની સ્હામે સ્વાર્થત્યાગી મહાત્મા **ગાંધી** જેવા અનેક ઉદાર પુરૂષો **આજે** તન, મન, ધનના ભોગે સખત લડત ચલાવી રહ્યા છે, અને કેદખાનાનાં વિકટ સંકટો વેઠી રહ્યા છે. શું તેમનો એ **સ્વાર્થ-ત્યાગ** અફળ જશે? કદી નહીં, કેમકે આખર ધર્મનોજ જય થાય છે. વળી આપણા દેશનાં પણ આજે અનેક હિંદવાસીઓ સ્વદેશી હિલચાલ અને સ્વદેશ સેવાને પરિણામે કારાગૃહમાં પૂરાઇને અસહ્ય યન્ત્રણા ભોગવે છે, તેઓ પણ એક દિવસ પોતાના ઉજળા **આત્મ-ત્યાગનો** યોગ્ય બદલો મેળવશે એવું ઘણા બુધ્ધિમાન પુરૂષોનું માનવું

છે. અસ્તુ. આધ્યાત્મિક રાજ્યનો વ્યાપાર એથી પણ ઉંચા પ્રકારનો છે. પરમત્યાગી મહાત્મા બુધ્ધ દેવ કહી ગયા છે કેઃ—"જેઓ પોતાના ઉપર જય મેળવી શક્યા છે, તેઓજ શ્રેષ્ઠ વિજયી છે. દુનિયાંમાં પોતાને જીતવું એ મ્હોટામાં મ્હોટી જીત છે. હિન્દુ શાસ્ત્રકારો પણ કહે છે કેઃ—

**"सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा।**
**काम क्रोधौ वशे यस्य तेन लोकत्रयं जितम्॥"**

અર્થાત્ સત્ય જેમનું વ્રત છે, ગરીબ લોકો ઉપર જેમની દયાદૃષ્ટિ છે: અને જેમણે કામ ક્રોધ જેવા મ્હોટા રાક્ષસોને વશીભૂત કર્યા છે; તેઓએ ત્રણે લોકોને જીતી લીધા છે એમ સમજવું. આ શ્લોકમાં જણાવેલાં ત્રિભુવન-ત્રણ લોકો ક્યાં છે તે અમે જાણતા નથી. શાસ્ત્રમાં સાંભળ્યાં છે પણ તેમને અમારી આંખે દ્રષ્ટીએ જોયાં નથી; પરંતુ એટલું તો અમે નિશ્ચયપૂર્વક જાણીએ છીએ કે **આત્મત્યાગી** પુરૂષોએ સ્થળે સ્થળે આ ભુવનમાંજ જીત મેળવી છે, તેમાં કંઇ શક નથી. ઇતિહાસમાં પાને પાને તેનાં અનેક પ્રમાણો પ્રત્યક્ષ જણાય છે. **નેપોલિયન**, **નીરો**, **એલેકઝાંડર**, **સીકંદર**, **નાદિરશાહ**, **અહમદ** દુરાની, **મહમ્મદ** ઘોરી અને

તૈમુરલંગ જેવા ભયંકર વીર પુરૂષો પોતાના અસાધારણ બાહુ બળ, ધન બળ અને સૈન્ય બળ વડે પણ જે કરી બતાવવાને શક્તિવાન થઇ શકયા નથી; તેવું એક સાધારણ સુતારના દીકરા ઇશુએ, દરિદ્ર બ્રાહ્મણ પુત્ર ચૈતન્યે અને દીન-હીન કંગાલ દશાને ગ્રહણ કરનાર ગૌતમ-બુધ્ધે, એક માત્ર **આત્મત્યાગ**થી કરી બતાવ્યું છે. આગળના અનેક મ્હોટા રાજારાણા, કરોડપતિ, અને લક્ષાધિપતિઓનાં નામો આજે લોપ થઇને ભૂસાઇ ગયાં છે, અનેક એવા બળવાન અને સમૃધ્ધિવાન પુરૂષોનાં નામ-ઠામ પણ હમેશાં સરી જતાં અને આ સંસારની સપાટીપરથી દિવસે દિવસે ભૂસાઇને લુપ્ત થતાં જોયાં છે. પરંતુ ઉપર જણાવેલા **આત્મત્યાગી** મહા પુરૂષોના અમર નામો આજે અનેક વરસો વીતી ગયા છતાં, એવાંને એવાં આપણા કાનપર પ્રતિદિવસ અથડાયાં કરે છે. અને એજ પ્રમાણે ગગન પર્યંત ગાજતાં જ્યાં સૂધી ચંદ્ર સૂર્ય રહેશે, ત્યાં સૂધી અમર અક્ષરે અક્ષય બની રહેશે. સર્વને ગળી જનારા, બળવાન કાળની પણ સત્તા નથી કે તેમનાં નામનો નાશ કરી શકે.

**ને**પોલિયન સ્વાર્થી હતો. યશલોભી તેમજ ધનલોભી હતો. વળી રાજમદમાં છકેલો અને અભિમાની

હતો. ત્હેનું પતન અવશ્ય ભાવી હતું. વીર નર **જ્યૉર્જ વૉશિંગટન** દેશના મહાન્ લાભમાંજ પોતાનો લાભ સમજીને **અમેરીકા**ની પરતંત્રતા દૂર કરવામાં છેવટે કૃત-કાર્ય થયો હતો. દેશસેવાની પવિત્ર સાધના પૂરી કર્યા પછી અને ઇચ્છિત વિજય મેળવ્યા પછી કશા પણ અંગત સ્વાર્થ અથવા લાભની ઇચ્છા વગર તે સંતુષ્ટ ચિત્તે પોતાનાં ખેતરોમાં ખેતી કરવા ચાલ્યો ગયો હતો. કેટલું ઉન્નત હૃદય? કેવો જ્વલંત **સ્વાર્થત્યાગ?** તેણે શા માટે એ સંગ્રામમાં પોતાનો સ્વાર્થ કોઇપણ રીતનો સાધ્યો ન્હોતો? ત્હેણે શા માટે પોતાને માટે કોઇ વસ્તુની ઇચ્છા અથવા લાલસા રાખી ન્હોતી? કેમ-કે તે **આત્મત્યાગી** હતો. **આત્મત્યાગ** એજ મ્હોટો જય છે: જય એજ ખરેખરો **આત્મત્યાગ**નો બદલો છે. **બુદ્ધ** દેવે ક્યા સ્વાર્થથી રાજપાટ, સુખવૈભવ અને સ્ત્રી પુત્રને તજ્યાં હતાં? તેના જયમાં દુનિયાનો લાભજ સમાએલો હતો. પોતાનો લેશ પણ સ્વાર્થ ન્હોતો. જેઓ આજે દુઃખી **ભારત** માતાની મંગળ-કામનાનું વ્રત લઇને સાધના-ક્ષેત્રમાં આગળ વધે છે, તેમને અમે એટલા માટેજ આવી **આત્મત્યાગ**ની વાતોનું વારં-વાર સ્મરણ કરવા વિનવીએ છીએ. અમને લખતાં

ઘણું કષ્ટ ઉપજે છે, અને લજ્જાથી અમારૂં હૃદય ચિરાઇ જાય છે; પણ કહ્યા વગર ચાલતું નથી કે આપણા દેશમાં ઘણા માણસો દેખીતી રીતે સ્વદેશ-સેવાનું વ્રત લેવાને આગળ આવતા જણાય છે, પરંતુ તેમાંના કોઇ પણ માણસના ચરિત્રમાં પ્રબળ **આત્મત્યાગ** જણાતો નથી. અમે-તમે બધા “ **સ્વદેશી** ”ના ડોળ કરીએ છીએ. પરંતુ પડદા પાછળ જોઇશું તો તેમાં કોઇ નહિ ને કોઇ પ્રકારનો તુચ્છ સ્વાર્થ રહેલો હોય છે. સ્વાર્થ નહિ હોય ત્યાં પણ તન, મન, કે ધનમાંથી કોઇ પણ પ્રકારનો ભોગ આપવા જેટલી ઉદારતા—જે ખરેખરૂં સ્વાર્થત્યાગનું લક્ષણ છે તે કોઇ પણ ઠેકાણે નજરે પડતું નથી. વેર, ઝેર, હિંસા, દ્વેશ અને ક્લેશની મલીન ભાવનાઓમાંજ ગુંગળાઇ મરેલા જેવું નિષ્ક્રીય પડી રહે છે; ત્યાગને બદલે બીજીજ કોઇ સ્વાર્થની બળતરાથી અને દાહથી ધુંધવાયા કરે છે. ત્યારે તેને ઉપરથી “ દેશભકિત ” કે “ સ્વદેશી ” જેવું ભળતુંજ નામ આપી, આપણે જગતને ઠગીએ છીએ, અને આપણી પોતાની આંખોમાં પણ ધૂળ નાંખીએ છીએ. ઇર્ષા, સ્વાર્થપરતા, ભીરૂતા અને યશલોભ તો જાણે આપણાં લોહી—માંસની સાથેજ મળી ગયાં હોય તેમ

જણાય છે. તેઓ આપણને કદી છોડતાંજ નથી. જે કામમાં અર્થલાભ નથી, પ્રશંસા નથી, ગૌરવ નથી, મ્હોટાઇ મળતી નથી, 'મોટાભાઇ' કહેવાતા નથી, ચાંદ કે ખિલ્લા મળતા નથી અને ટુંકામાં કહેતાં જે કામમાં સ્વાર્થ નથી; તેવાં ઉદાર સ્વાર્થરહિત કામોમાં આપણા દેશના કેટલા લોકો આગળ પડતા જણાય છે? **રામલાલ** દેશસેવાના કાર્યમાં જો કદાચ જેલમાં જાય તો **રતિલાલ** કહે છે કેઃ—" એ તો બીજા પક્ષનો માણસ છે—એ તો એકસ્ટ્રીમિસ્ટ છે, એથી તે જેલમાં ગયો તેમાં અમારે શું " ? **હરિલાલ** જો દેશહિત માટે કોઇ એક નવી સંસ્થા ખોલશે તો **મોહનલાલ** તરતજ બોલી ઉઠશે કેઃ—"એ સંસ્થા ખોલનાર માણસ બીજા મતનો અને બીજી પાર્ટીનો હોવાથી એ સંસ્થા ગમે તેવી ઉત્તમ હોય તો પણ અમે તેને મદદ કરીશું નહિ." આમ કહી મદદ કરવાને બદલે અવશ્ય ત્હેની વિરૂધ્ધનાજ યત્નો કરી, તને તોડી પાડવાનો અને તેટલો યત્ન કરશે. **કેશવલાલ** એક ઉત્તમ લેખ લખશે અથવા ભાષણ આપશે, તો બીજા પક્ષનો **મોતીલાલ** તરતજ ત્હેનાં દોષ કાઢી તેને તોડી પાડવાને જમીન—આસ્માન એક કરી મૂકશે. એથી શું

થાય છે? દેશનું કામ દૂરજ રહે છે. ઉલટું ઘણી વખત દેશને લાભને બદલે મ્હોટું નુકશાન પહોંચે છે. તે એટલે સુધી કે એક પક્ષ બીજાની વિરૂધ્ધ સાચાં જૂઠાં લખી--કહી અધિકારીઓને ભંભેરી, પોતાને હાથે લોખંડનો કુહાડો પોતાના પગમાં મારે છે. એક-બીજાની અણછાજતી નિંદા કરી, એકબીજાને માથે કલંક મુકુટ પહેરાવવાની વેતરણ કરે છે. આ અંદર અંદરના કલહથી પશુની પેઠે તેઓ એકબીજાને મારવા કૂટવા અને પૂરો કરી દેવા માટે પણ તૈયાર થઇ જાય છે! વાહ શી દેશભક્તિ ! મધ્યમ પક્ષવાળા અથવા તીવ્ર પક્ષવાળા! તમે ખરેખર દેશને તારો એવાંજ કિંમતી રત્નો આજે પવિત્ર ભારતભૂમિને ખોળે પાકયાં જણાઓ છો! ધન્ય તમારો **સ્વાર્થ-ત્યાગ**! ધન્ય તમારી સેવા! ધન્ય તમારા ઉન્નતિના વિચારો અને પ્રયત્નો! નરમદળ કહો કે ગરમદળ કહો, **મધ્યસ્થ** કહો કે **મસ્કારીકેશન** મંડળ કહો, તેમાં કયા પક્ષના લોકો આવા પ્રકારના યશલોભ, સ્વાર્થ, દ્વેશ, પક્ષપાત અને કાયરતા જેવા અનેક દોષ વગરના છે? હાય! બધા એક સરખાજ! 'રેવડીવાળાનો ભાઇ ગંડેરીવાળો.' બધા એકેકથી એક ચ્હડીઆતા

છે. આવી અધમ હાલતમાં દેશોધ્ધાર તો દૂર રહ્યો પણ આત્મોદ્ધાર પણ કેમ થઇ શકે ? રેવરન્ડ પેઇજ હોપ્સ સાહેબ કહે છે કેઃ— " હે ભારતવાસીઓ ! જો દેશનું હિત કરવાની ત્હમારી ઇચ્છા હોય તો, ઇંગ્લંડ અને જપાનને પગલે ચાલી, ત્હમારા બંધુ વર્ગમાં સંપ-એકતા વધારો. ત્હમારા બધા પક્ષ રૂપી પુષ્પોમાં એકતા-સુત્રનો સ્વદેશ--પ્રેમ પરોવી દો. માત્ર એથીજ તમારૂં કલ્યાણ થશે. " તેમનું આ કથન શું ખોટું છે?

જપાનમાં-વિશેષતઃ ઇંગ્લંડમાં કેટલા બધા ભિન્ન ભિન્ન મત અને પક્ષ છે ? તેઓ અંદર અંદર સેંકડો પ્રકારના કલહ કર્યા કરે છે, પરંતુ જે વખતે દેશહિતનો સવાલ ઉભો થાય, અથવા દેશને નુકસાન પહોંચવાનો સંભવ હોય, ત્યારે પોતાના મતભેદને ભૂલી જઇ, એકતા—સૂત્રથી બંધાઇને સઘળા પક્ષના લોકો સ્વદેશના સંરક્ષણ માટે ખુલ્લી છાતીએ સ્હામા ઉભા રહે છે ! ધન્ય છે ! ત્હેમના પક્ષ અને મત--મતાન્તરની પણ આ પ્રમાણે તો સાર્થકતાજ છે ! અને આવા ઉંચા ગુણોને લીધેજ તેઓ પોતાના કરતાં સેંકડોની સંખ્યા વધારે હોવા છતાં આપણી હિંદી

પ્રજા ઉપર અચળ અધિકાર ચલાવી રહ્યા છે. પરંતુ હિંદવાસીઓમાં એવું એકતાનું સુત્ર ક્યાં છે ? નથીજ, અને જ્યાં સુધી નથી ત્યાં સુધી ઉદયની આશા પણ નથીજ.

મત ભેદને લીધેજ હિંદુસ્તાન હજારોવાર પારકા પગ નીચે કચ્ચડાયું છે. મતભેદને લીધેજ હિંદમાં મુસલમાન, વલંદા, ફ્રેંચ અને અંગ્રેજો વિગેરે વિદેશીઓ પ્રવેશ કરવા પામ્યા છે. આ બધું સાંભળવા, જાણવા અને ઉઘાડી આંખે દેખવા છતાં પણ આપણે પોતાની દેખતી આંખોમાં ખીલા ઠોકી કુસંપ કજીયા કરી પોતાને હાથે આંધળા બન્યા છીએ. આંખો ગુમાવીને પાયમાલ બન્યા છીએ અને બનીએ છીએ. કુસંપ અને મતભેદના ઝેરી ફળ ચાખીને, મૃત્યુને બિછાને પટકાઇ પડવા છતાં, મતભેદ અને કુસંપ વધારીએ છીએ ! આવાં કુસંપ કલહનાં કામોમાં ઉત્સાહથી ભાગ લઇએ છીએ ! અંદર-અંદરના કજીયા ઝગડાઓમાં બહાદુરી બતાવવી હોય તો જાણે પુત્રના લગ્નમાં જતા હોઇએ એમ આનંદથી આગળ વધીએ છીએ ! હાય ! આના કરતાં બીજી વધારે ખરાબી કઇ ? આથી મ્હોટી જાણી જો-

ઇને કરવામાં આવતી આત્મહત્યા બીજી કઇ હોઇ શકે? જેઓ સરકારી ખાતાંઓમાં નોકરી-ચાકરી કરે છે, જેઓ વિદેશીઓની કૃપા પ્રાર્થનાના યાચક છે, તેઓ પણ જો ધારે તો પોતાના સ્વદેશી બંધુઓ સાથેનો વિરોધ દૂર કરી શકે તેમ છે. કેમકે ભાઇઓ ભાઇઓ વચ્ચેનો વિરોધ અનાયાસે દૂર થવો સ્વાભાવિક છે. વિરોધ કરવાનું તેમને કોઇએ કહેલું નથી. પરંતુ તેઓ મનમાં સમજે છે કે એવો વિરોધ રાખવાથીજ પોતે ઉપરીઓના વ્હાલા થઇ પડે છે, અને જતે દહાડે તેમને જીવતે દેહે સ્વર્ગ મળી જશે! વળી બીજી તરફ આજે સ્વદેશ પ્રેમી લોકોમાં મ્હોટા બે ફાંટા એકબીજાથી છેક ઉલટી દિશામાં જનારા કેમ થયા? તેઓ એકબીજાને ગાળો ભાંડવામાં, અને આગળ વધીને ખર જહન્નમમાં પહોંચાડવા સુધી તૈયાર કેમ થઇ ગયા? એવા બે પરસ્પર વિરોધી પક્ષનો આવિર્ભાવ આપણા દેશમાં શાથી થયો? વિદેશી અધિકારીઓની એકહથ્થી શાસન પ્રણાલીમાં ગરમપક્ષને આસ્થા નથી એ ખરૂં છે; ત્યારે શું નરમપક્ષને પૂર્ણ આસ્થા છે કે? છાતીપર હાથ મૂકીને તેઓ ઇશ્વરને નામે કહી શકશે કે તેઓ જે મ્હોડેથી

કહે છે, તેજ હૃદયથી માને છે? નરમપક્ષે આસ્થા બતાવીને શે લાભ વધારે મેળવ્યો? અને ગરમપક્ષ કયા લાભથી બાતલ થયો? સરકારની નજરમાં સઘળા સમાન છે. ત્યારે અંદર અંદરના કુસુંપ કજીયાથી શા માટે કપાઇ મરો છો? શું ઉપરથી ખોટો ભક્તિભાવ બતાવ્યે કે ખુશામત કર્યે બેહસ્તનાં બારણાં ખૂલી જાય તેમ છે? શું ચતુર અંગ્રેજો કોઇ એક પક્ષના મ્હોડેથી બોલેલા ઉપરના મીઠા મધથી લપેટેલા શબ્દોથી ભોળવાઇ જાય તેમ છે? ત્યારે વિદેશી અધિકારીઓના વ્હાલા થવા માટે અંદરનો વિરોધ શા માટે? પણ ખુશામતી સ્વભાવ પડયો તે કેમ બદલાય! મેલા હૃદયમાં સ્વાર્થના જાળાં બાઝયાં હોય તે કેમ તજાય? ખોટી આશા અથવા સ્વાર્થ રક્ષણના નીચ હેતુથી આજે ધુમાડાના બાચકા ભરી કુસંપ વધારવામાંજ હિંદવાસીઓ પોતપોતાનું હિત સમજે છે અને તેમાંજ પોતાનો સ્વાર્થ કલ્પી લે છે. પરંતુ તેઓ જાણતા નથી કે તેમનાં પોતાના સુખનો આધાર પણ સઘળા સમુહની સાથેજ છે. દવ લાગેલા વનમાં બધી ઝાડી વચ્ચે શું એકાદ ઝાડ બચી શકે તેમ છે? નહીંજ. એ આશાજ મિથ્યા છે. કહેવત છે કે:–"માગે તેથી ભાગે અને ત્યાગે તેની આગે" તે

પ્રમાણે સ્વાર્થ-અને ક્ષુદ્ર વાસનાઓનો ત્યાગ કરવાથી સાંસારિક વૈભવો પણ આખરે આપ મેળે આવી મળે છે. પણ એ ત્યાગ-ધૈર્ય અને સહનશીલતાનાં ઉંચા ગુણો આજે કયાં છે ?

રાજ્ય અને વ્યવહારની પેઠે ધાર્મિક જગત્માં પણ હિંદુસ્થાન મતભેદ અને કજીયા ટંટા લઇને આજે પાયમાલ બની રહ્યું છે. વૈષ્ણવો શૈવોને ભાંડે છે; તે એટલે સુધી કે દરજીને કપડું શીવવા દેતી વખત મ્હોડેથી " શીવ " શબ્દ બોલતાં જાણે શિવજી આવીને તેમનો ટોટોજ પીસી નાંખતા હોય એટલા તેઓ ડરે છે ! અથવા શિવની રૂંડમાલાથી અભડાઇ જતા હોય તેમ ભડકી જઇને એ શબ્દ સરખો મ્હોડેથી બોલતા નથી ! આ તરફ શૈવો ઉભું ટીલું કરનાર અને ગળામાં તુલસી અથવા કાષ્ટની માળા વિગેરે નાંખનારને અધમ શૂદ્રની ઉપમા આપી ગાળોની માળા પહેરાવે છે. એજ પ્રમાણે ઘણા શાંકર મતના, સ્વામીનારાયણ સંપ્રદાયના, જૈન અને બીજા મત-મતાંતરોવાળા પોતપોતાના કર્તવ્ય-કર્મોનાં પોટલાં ગટરમાં નાંખી, તેને બદલે ગટરમાંથી કજીયા કંકાસનો કાચડ ઉંચકીને, આનંદથી તેનું પોતાનું અંગ પ્રત્યંગ ઉપર આલેપન કરે છે !

હાયરે ! **હિંદુસ્તાન** ! હેં **સ્વાર્થત્યાગ, આત્મ—બલિદાન** અને પરમાર્થને તો આજે સમૂળાં વિસારીજ દીધાં જણાય છે ! નહિ તો જાતિ, મત અને સંપ્રદાયમાં આટલો વિરોધ શા માટે હોય ?

**હિંદમાં ઇસ્ટ ઇંડિયા** કંપનીના રાજ **અમલ** સ્થપાતાની સાથેજ ભેદનીતિ ચાલુ થયેલી જણાય છે. ઇ. સ. ૧૭૪૭ **સાલથીજ** તલવાર કરતાં પણ આ નીતિની તીક્ષ્ણતા તરફ વધારે ધ્યાન અપાતું હોય એમ ભાસે છે. એ નીતિનાં બળથીજ ઇસ્ટ ઇંડિયા કંપનીના અધિકારીઓ **હિંદની** છાતી ઉપર બેસીને દાંડી વગડાવી ગયા હતા. સર ફુલર સાહેબે મુસલમાનભાઇઓને " પ્રિયતમા સ્ત્રી " કહીને હિંદુ મુસલમાનો વચ્ચે વિરોધ વધારવાની કંઇ આજે નવો પ્રયત્ન કર્યો છે એમ ન સમજવું. ઇ. સ. ૧૮૧૩ની સાલમાં જ્યારે **સર જોન માલકમ**, અમીરોની સભામાં હિંદના કારભાર સંબંધી સાક્ષી આપવા ઉભો થયો હતો, ત્યારે તેણે ખુલ્લેખુલ્લું જણાવ્યું હતું કે:— આપણે જો હિંદુસ્તાનના જુદા જુદા સંપ્રદાયોમાં વેર--ઝેરની આગ સળગતીજ રાખી ન શકીએ તો એ દેશમાં આપણું પ્રભુત્વ અને આપણું રાજ્ય કદી પણ સ્થાયી થઇ શકશે નહિં. "

આ સર માલ્કમ સાહેબનું કહેવું ગમે તેવું હો. પરંતુ હિંદવાસીઓ શા માટે આંધળા થઇને વેર-ઝેર વધારે? જો તેઓ બીજાના દોરાયા દોરાઇને પોતાના ઘરમાં આગ લગાડે તો તેમના જેવા મૂર્ખ અને અજ્ઞાન બીજા કોને જાણવા? બીજા વેર-ઝેર વધારાવવાની વેતરણ કરે તો તે બુઝાવવાને બદલે શું ઉલટાં તેમાં આપણે હાથે લાકડાં નાંખવા? અરે! હિંદવાસીઓ! તમારી હીનાવસ્થાનું કારણ બીજા કોઇ નહિ, પણ તમે પોતેજ છો. તમે જાણી જોઇને જે કુસંપનો કુહાડો હાથથી ઉપાડી કપાળમાં ઠોક્યો છે, એજ આજે તમારો સર્વ નાશ કરવા બેઠો છે. માટે તમારૂં કે અમારૂં—દેશનું કે રાષ્ટ્રનું, પોતાનું કે પ્રજાનું ભલું ચાહતા હો તો એ નીચ કુસંપ, તુચ્છ સ્વાર્થ, અને એ વિષમય વેર-ઝેરનો ત્યાગ કરી, **સ્વાર્થ-ત્યાગ** અને ઉદારતાને ધારણ કરો. પરંતુ આજ તો જો **નેશનેલીસ્ટો**એ એક જૂદોજ વાડો બાંધ્યો તો **મોડરેટો**ને વાડો બાંધ્યા વિના કેમ ચાલે? જો **સનાતનવાળાઓ**એ એક સંસ્થા સ્થાપી, તો સુધારાવાળાઓને બીજી સંસ્થા સ્થાપ્યા વિના કેમ ચાલે? એ રીતે કુસંપનો અગ્નિ ફેલાવવામાં, ઘણે ઠેકાણે

સ્વાર્થ, કેટલેક ઠેકાણે અભિમાન, અને કેટલેક ઠેકાણે ધન-માન અથવા નામનો લોભ કારણભૂત થયાં હોય તેમ જણાય છે. પરંતુ પરિણામે તેનાં માઠાં ફળ ભોગવી છૂટવાનાં કમનસીબ તો બિચારી બળી ઝળી રહેલી **ભારત** માતાનેજ કપાળે આવી લાગે છે! કેમકે આવા મતભેદથી ઉભા થયેલા ફાંટા, બધા એક સરખા ધૂળ અને ઢેંખારાના ઢગલા રૂપ એક અથવા અન્ય રીતે અનર્થના અખાડા ચાલુ કરવાના કારણ રૂપજ બનતા જાય છે. આપણામાં કહેવત પડી ગઇ છે કે:-"બાર પૂરવીયા ને તેર ચોકા." એ પ્રમાણે ઘરમાં-ગામમાં, જાતમાં, નાતમાં. ઠામ ઠામ મતભેદ અને કુસંપ ઘર ઘાલી બેઠા છે. કોઇ કોઇને માનો નહિ. કોઇ કોઇને ગાંઠે નહિ. મ્હોટા ન્હાનાની મર્યાદ-નહિ. બધું એકસરખું તુંદાઇની નવાબીનું "કૉસ્મૉપોલીટન" ગાડું આજે આપણા દેશમાં સર્વત્ર ગબડયા કરે છે. ત્હેનો ભોગ બનેલા હિંદનો કઇ ખીણમાં પડીને વિનાશ થશે તે કંઇ કલ્પી શકાતું નથી. પરંતુ આવોને આવો વિરોધ, સ્વાર્થ અને કુસંપ જો

હંમેશાં બન્યાંજ રહેશે તો આપણો વિનાશ અવશ્ય ભાવી છે; હેમાં કંઇ સંશય નથી.

બધા મત અને સંપ્રદાયવાળા કહે છે તેમ આત્મોન્નતિ અને દેશોધ્ધાર, એજ જો બધાં માણસોનું લક્ષ્ય હોય તો, આટલો દ્વેશ અને આટલી જૂદાઈ શા માટે? હેનું કારણ બીજું કંઇજ નથી; પરંતુ આપણાં કમનસીબે આજે સ્વર્ગની ચાવી **સ્વાર્થ-ત્યાગ**નો સિધ્ધાંત આપણે તદ્દન વિસરી ગયા છીએ, એજ છે. પોતાના દેશના ઘણા લોકો વિરોધી હોવા છતાં શું બુદ્ધ દેવે, મહમદ સાહેબે અથવા ઇસૂ ખ્રીસ્તે, પોતાના વિરોધી અને વિદ્વેશી દેશ-બાંધવોને એક પળ માટે પણ અભાવ કે ઝેરની નજરે જોયા હતા? દેશના લોકોની વાત તો દૂર રહી, પરંતુ એથી વધારે આગળ ચાલતાં જણાય છે કે ઇસુખ્રીસ્ત પોતે પહેલેથી જાણતાજ હતા કે હેના બાર શિષ્યો હેનો છેલ્લી ઘડીએ ત્યાગ કરવાના છે, અને તેનો સૌથી વ્હાલો શિષ્ય જુડાસ જાતે તેને શત્રુઓના હાથમાં સોંપી દેવાનો છે. આવું જાણવા અને સમજવા છતાં પણ તેણે કદી તેના તરફ બેદર-કારી અથવા અભાવ બતાવ્યાં નહોતાં. ઉલટું એમ

જાણીને એ ઉદારચિત્ મહાત્મા, તેમને વધારે પ્રેમથી ચાહતો અને તેમના મનની દુર્બળતા માટે તેમની દયા ખાતો. ઈસુના હૃદયની ઉદારતા એટલેથીજ અટકતી નથી. પરંતુ જ્યારે ત્હેના દેશના લોકો ત્હેને પકડીને લઈ ગયા, અને ફાંસીને લાકડે લટકાવીને ત્હેના શરીરમાં નિર્દયતાથી ખીલા ઠોકવા લાગ્યા, ત્યારે પણ ત્હેણે પોતાનો વધ કરનારનું ભલું થવા માટે પરમાત્માની પ્રાર્થના કરતાં કહ્યું હતું કેઃ– "હે પ્રભો! આ અજ્ઞાન લોકો કેવું પાપનું કામ કરે છે તે, તેઓ જાણતા નથી. અન્તર્યામી દેવ! તું તેમને ક્ષમા કરજે!" કેટલું ઉન્નત હૃદય? કેટલો સ્વાર્થત્યાગ? કેટલી ઉદારતા? એવા પ્રબળ સ્વાર્થત્યાગથીજ ઈસૂ એક અવતારી પુરૂષ મનાઇ ગયો છે.

જગાઇ, માધાઇને પાપી તેમજ જુલ્મી લૂટારા તરીકે જાણવા છતાં પણ મહાત્મા ચૈતન્યે તેમનાપર પ્રેમ બતાવ્યો હતો. કુચરિત્રવાળા નિત્યાનંદે દુષ્ટ બુદ્ધિથી મત વિરૂધ્ધ અનેક કામો કરેલાં હોવા છતાં એ મહાત્માએ બંગાળામાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર કરવાનો ભાર ત્હેના ઉપરજ મૂક્યો હતો. બુધ્ધદેવ-

નું નાસ્તિક અને વિધર્મી તરીકે ઠેક ઠેકાણે અપમાન કરવા છતાં પણ તેણે દેશવાસીઓનાં કલ્યાણ માટે જીવન–તન–મન સર્વસ્વ હસ્તે મ્હોડે સમર્પણ કર્યું હતું. ત્હેની અતિ દૂરાવસ્થામાં ત્હેના છ શિષ્યો જ્યારે ત્હેનો પરિત્યાગ કરીને જતા રહ્યા, ત્યારે પણ બુધ્ધ દેવે તેમનું ભલુંજ ચાહ્યું હતું. દુઃખમાં મનને શાંત રાખી, પરહિતમાંજ પ્રાણાર્પણ કરવાની આ ઉદારતા તેમનામાં કયાંથી આવી ? કયા બળથી એવા મહાપુરૂષો આટલાં બધાં આશ્ચર્યકારક મહત્કાર્યો કરી ગયા છે ?

એક માત્ર ત્યાગ, ત્યાગ, **ત્યાગ** ! દેશ, જાતિ, ધર્મ અથવા સકળ સૃષ્ટિનું કલ્યાણ કરવાનીજ જેમની મહત્વાકાંક્ષા છે, તેઓ તુચ્છ મતભેદ અથવા પક્ષપાતના કીચડથી કદી પણ ખરડાતા નથી. સનાતન ધર્મ જેમનું દષ્ટિ બિંદુ છે, તેમની નજરમાં આખી દુનિયાં એકજ કુટુંબ છે. એ કુટુંબની વચ્ચે રહીને, તેઓ પોતાના જીવન–યજ્ઞનું અનુષ્ટાન માત્ર પોતાનાજ નહિં, પણ સકળ વિશ્વનાં હિત માટે કરે છે. તેવા ઉદારચિત્ પુરૂષો, ધર્મનાં પગથિયાં ઉપર ચ્હડીને નિશ્ચલ પગલે સ્વર્ગના દરવાજા આગળ

આવી પહોંચે છે. અનાયાસે ઇચ્છિત મેળવે છે, અને **સ્વાર્થત્યાગ**ની ચાવી લગાડી, બંધનના દરવાજા ખોલી નાખી, આનંદપૂર્વક સ્વર્ગમાં પ્રવેશ કરે છે. અનેક પુરૂષોએ આત્મોન્નતિ અને દેશોન્નતિની પ્રતિજ્ઞાઓ લીધી છે. અનેક સજ્જનો, પોતાનું વ્રત પાળવા માટે ખરા હૃદયથી આતુર હશે. પરંતુ દુઃખની સાથે લખવું પડે છે કે, તેમાંથી વીરલ મનુષ્યોજ સ્વાર્થત્યાગને માટે યત્ન કરતા જણાય છે ! જ્યાં સુધી, શ્રી **રામચંદ્રજી**ની પેઠે, **બુદ્ધ** દેવની પેઠે, ઇસૂ ખ્રીસ્તની પેઠે, **મેઝિની**ની પેઠે, **ગેરીબાલ્ડી**ની પેઠે, અને આપણા સર્વના આદર્શ–પુરૂષ **શ્રીકૃષ્ણ** ભગવાનની પેઠે, આપણે **સ્વાર્થ—ત્યાગ**નું વ્રત નહિ લઇએ; જ્યાં સુધી નિષ્કામ વૃત્તિથી ધર્મ સાધનમાં દૃઢ પગલાં નહિ ભરીયે; ત્યાં સુધી કદીયે આત્માનો ઉધ્ધાર થવાનો નથી, ત્યાં સુધી કદી પણ દેશની ઉન્નતિ થવાની નથી. સમાજ અથવા રાષ્ટ્રનું કશું કલ્યાણ સધાવાનું નથી, અને અહીંનું સાંસારિક સુખ અથવા પારલૌકિક મુક્તિ એમાંનું કંઇપણ મળવાનું નથી. માત્ર તુચ્છ સ્વાર્થ જાળમાં કાગડા–કૂતરાંની પેઠે પાપી પેટને માટે

અનેક છળ–પ્રપંચ કરતા, ત્યાં સુધી આપણે નરકના અધમ કીડાજ બની રહીશું. માટે બંધુઓ! આંખ ઉઘાડી સ્વાર્થના સૈતાનને હાંકી કહાડો. કુસંપ અને દૂંશને દેશવટો આપો. બંધુઓ! આવો એકવાર આપણે બધા મળીને ફરીથી બોલીએઃ—

" **त्यागेनैकेनामृतत्वमानशुः** " અને એ મહામંત્રનીજ સાધના વડે દિવસે દિવસે મુકિતના માર્ગમાં આગળ વધીએ. પછી અનુભવ કરીને જુઓ કે એ સ્વાર્થ–ત્યાગજ આપણે માટે સ્વર્ગની ચાવી કેમ નથી બની શકતો? અવશ્ય બનશેજ.

પ્રભુ કૃપાએ થોડો સમય થયાં, સ્વર્ગની ચાવી સ્વાર્થત્યાગનાં ઝાંખાં ઝાંખાં દર્શન આપણા દેશમાં કોઇ કોઇ ઠેકાણે થવા લાગ્યાં છે. શ્રી કૃષ્ણ ભગવાનનો ઉપદેશ આપણા દેશબાંધવોના અંતરમાં ધીમે ધીમે ઉતરતો જણાય છે. મોહ નિદ્રાનો ભંગ કરનારો દેશોદયનો ઘંટાનાદ પ્રભુનાં દેવ–મંદિરોમાં વાગવા લાગ્યો છે. એ સાંભળીને દેશોન્નતિના અગ્નિ કુંડમાં પોતાના ક્ષુદ્ર સ્વાર્થની આહુતિ આપવાની ભાવના ઘણાં શુધ્ધ હ્રદય મંદિરમાં જાગવા લાગી છે.

આપણા કેટલાક મહામાન્ય અગ્રણીઓ તન-મન અને ધનના ભોગે દેશસેવાનાં પવિત્ર વૃત્તમાં જોડાયા છે. મહાત્મા તિલક જેવા, બાબુ અરવિંદ ઘોષ જેવા, મહાત્મા અશ્વિનીકુમાર દત્ત જેવા, અને સંપત્તિશાળી શ્રીમાન્ સુબોધચંદ્ર મલિક તથા બાબુ કૃષ્ણકુમાર મિત્ર જેવા પુરૂષો આનંદથી **સ્વાર્થ—ત્યાગનો** વાવટો હાથમાં લઇ વિકટ સંકટ ભોગવે છે. પરમાત્મા તેમની દેશોધ્ધારની ભાવનાઓને સફળ કરો અને સ્વર્ગીય **સ્વાર્થ—ત્યાગ**ની અમર પતાકા ભારતના પવિત્ર આકાશપર ફરકાવો. એજ માત્ર અંતિમ યાચના છે.

**ॐ शांति : शांति : शांति :**

